સુરત બનાવી લાવે ને કુરઆનની નહાનીમા નહાની સુરત બે લીટી છે તેટલી પણ આજસુલી કોઈથી બની નહી ને જે લોકોએ લોકોને બેહુકાવવા માટે કુરઆનમાથી વાતો લખીને સમજ વગર એઅત રાજ કીધા તેના જવાબ વીશે શેકડો કીતાબો હીનદુસતાનમા છાપા ઈછે બશ હવે હું એટલીજ વાતોપર ટુકાણથી લખુછુ કેમકે આ ચોપડીમાં બધી ખોટીવાતો સમાઈ સકતી નહી તેથી કરી બાઈબલના પુસતકની ગણતી પરમાણે ૬૬ પર રાખુચ ને બુધીવાલા અને ઈનસાફની આખથી જોનારામે એટલુજ બોવછે પ્રભુ બધાઓને ખરે રસતે ચલાવે આમીન *

## આટતરીજો તરણમાંઓકઅને પ્રભુનોદીકરો નથવાવીશે

પરથમ આ વાત જાણવી જોઈએકે અહદે અતીકમાં પ્રભુને માટે બદન તથા શીકલ તથા આથપગ વગેરે આવેલાછે જેવુકે ઉતપત્રી આ૦ ૧ વા૦ ૨૬ એમદેવે પોતાની મતીચ છાયા (એટલે મીસાલ) પરમાણે માણસને ઉતપન કીધો ને આ૦ ૯ વા૦ ૬ ને જે કોઈ માણસનુ રકત ( એટલે લોહોઈ ) વેહેવડાવે તેનુ રકત માણસ વેહેવડાવશે કેમકે દવે પોતાની પ્રતીમા ( એટલે સુરત ) પરમાણે માણસને ઉતપન કીધો ને યશાયા આ૦ ૫૯ ગા૦ ૧૭ મા પ્રભુનુ માથુ લખેલુછે ને આ૦ ૭ વા૦ ૯ દાનયાલમા પ્રભુનુ માથુ તથા ચોટલી ઉનજેવી લખેલીછે ને દાઉદનુ ગીત ૪૩ મુ વા૦ ૩ મા ખુદાને હાત તથા બાજુ તથા મોહ લખેલુ ને નીરગમ આ૦ ૩૩ વા૦ ૨૨--૨૩ મા ખુદાના હાત તથા મોહ લખેલુછે ને દાઉદનુ ગીત ૩૩ વા૦ ૧૫ મા પ્રભુની આંખોતથા કાનોલખેલાછે ને રાજચો પેહેલોઆ૦ ૮ વા૦ ૨૯ ને ૫૨ મા તથા ઈરમીયા આ૦ ૧૬ વા૦ ૧૭ મા તથા આ૦ ૩૨ વા૦ ૧૯ મા તથા અયુબ આ૦ ૩૪ વા૦ ૨૧ મા તથા દશતાત વચનનુ પુસતક આ૦ ૫ વા૦ ૨૧ તથા આ૦ ૧૫ વા૦ ૩ મા ખુદાની આંખો શાબેતછે તથા દાઉદનુ ગીત ૧૦ વા૦ ૪ મા પ્રભુની આંખો તથા પલક સાબેતછે અને ગીત ૧૭ વા૦ ૬—૮—૯--૧૫ મા કાન તથા પગ તથા નાક તથા શાંશ તથા મોહ શાબેતછે ને પુનરનીયમ આ૦ ૩૩ મા પ્રભુના હાત તથા પગ સાબેતછે ને યશાયા આ૦ ૩૦ વા૦ ૨૭ મા ખુદાની જીભ તથા હોટની શાબેતીછે ને નીરગમન આ૦ ૩૧ વા૦ ૧૮ મા પ્રભુની આંગળીઓ શાબેતછે ને ઈરમીયા આ૦ ૪ વા૦ ૧૯ મા દીલ અને પેટની સાબેતીછે ને ગીત બ.જો વા૦ ૭ મા એમછે પ્રભુએ મને કહયું તુ મારો પુત્ર ( એટલે દીકરો ) આજે મે તને જનમાવચો અને બ જી બે વાતોછે તેમાં મતીમાં ( એટલે સુરત ) ની રદછે જેવુકે પુનરનીયમ આ૦ ૪ વા૦ ૧૨ ને આગમધ્યય ( એટલે વચ ) થી પ્રભુ તમારી પાશે બોલચો તમે સબદાની વાંણી સાંભલી પણ કઈ પ્રતીમા ( એટલે સુરત ) ન જોઈ ને વા૦ ૧૫ ને તમે પોતાનો જીવોને બોહુ સંભાલોછો કેમકે હોરેબમા પ્રભુ તમારી સાતે અગનીય મધેયથી બોલચો તે દીવસે કોઈ પરતીમા ન જોઈ અવે એ બે વાતો માટે ઉપલી બધી વાતોનો

એવો અરથ કરવો પડયો કે આ બે વાતોના અરથ બરોબર રહે
કારણકે એ બે વાતોને બુધી પણ કબુલ કરેછે વળી આખ્યાલ
પોહચાડવો જોએકે ઘણાંને થોડાને માટે ફેરફાર કરવો પડો તારે ઘણી
જો બુધીને માફક હોઇતો થોડીને તો ગણીને તાબે કરવીજ જોઇએ
જયારે આ સમજી ચુકયા તારે હવે આ વાત સમજવી જોઇએકે અહ
દેન્જદીદમા ગણી જગા લખેછેકે મભુને કોઈ દેખી સકતો નહી જેવુકે
યુહાન આ૦ ૧ વા૦ ૧૮ દેવને કદી કોઇએ દીઠો નહી ને તીમો
થીનો પેહેલો પત્ર આ૦ ૬ વા૦ ૧૬ જેને માતર અમર પણુ ( એટ
લે મોતજ નહી ) જે આગમજથી અજવાલા ( એટલે નુર ) મા
રહેછે જેને માણસોમાના કોઇએ જોઓ નથી ને યુહાન પતર પેહેલુ
આ૦ ૪ વા૦ ૧૨ કોઇએ દેવને કદી ડીઠો નથી એ વાતોથી માલમ
પડેજકે જે દેખાવામાં આવે તે ખુદા નહી અને કોઇ જગા ખુદાની
વાતોમા અથવા પેગમબરની વાતોમા અથવા શીશોની વાતોમા સબદ
મભુનો ફરી અદેવ પર આવે તેથી અદેવ દેવ થાતો નથી ને એવા
સબદો બાઇબલમા ઘણી ઠેકાણે આવેછે જેવુકે ઉતપત્રી આ૦ ૧૭
વા૦ ૧ અને ઇબરામ વરસ ૯૯ નો થયો તારે મભુએ તેને દર
શન આપ્યુ ને તેને કહ્યુકે સરવે સમરથ ( એટલે બધાનો જાણેતો
કરનાર ) દેવ હું છું તુ મારા સામા ચાલને પરી પુરણ ( એટલે
કામેલ ) થા ને વા૦ ૪ ને દેવે તેને સાથે બોલતાં કહ્યું જો તારા
સાથે મારી સ્થાપના ( એટલે કરાર ) છે ને વા૦ ૭ ને તારો તથા
તારા બીજનો દેવ થવાસારૂ હું પોતાની સ્થાપના મારાને તારા મધય
ને તારે પછી તારા બીજમા તે તેઓની પેહડઓમા સનાતન સ્થાપના
( એટલે હમેશનો કરાર ) ઠરાવીશ ને વા૦ ૮ મા પણ દેવનો સબ
દછે ને વા૦ ૯ ને દેવે ઇબરામને કહ્યુ સ્થાપના પાલ ને વા૦ ૧૫
ને દેવે ઇબિરાહીમને કહ્યુ ને વા૦ ૧૮ ને દેવે કહ્યુ કે તારી બાઈ
ડી સારા ખચીત દીકરો જણશે ને વા૦ ૨૨ પછી દેવે તેની સાથે
વાત પુરી કરીને ઇબરાહીમની પાશેથી ઉપર ગયો હવે ઉપલી વાતો
મા સબદ દેવનો દુતપર વપરાયોછે કેમકે એ વાતો કરનાર અને
દેખાવ આપનાર દુત હતો ને કેતું ખુલ્લુ કઇલુછે કે હું તારો અને
તારા બીજનો તારા પછી દેવ થાશ ને બીજી જગા પરગટ દુતનો
સબદછે જેવુકે આ૦ ૧૮ મા છેકે બે દુતો પુતરવીશે ઇબિરાહીમ
પાશે શુવારતા ( એટલે બશારત ) દેવા આવયા હતા તાં પણ
તેઓપર દેવનો સબદ વપરાયોછે ને ઉતપત્રી આ૦ ૩૧ વા૦ ૧૧ મી
ને દેવના દુતે મને સ્વપનામા કહ્યુ યાકુબ ને મે કહ્યુંકે હું છું ને તેણે
કહ્યુ તારી આંખો લગાડીને જો ને વા૦ ૧૩ મા તે દુત કેહછે ને તે
જહાં માનતા માનીછે તે બેતેઇલનો દેવ હું છું હવે તું ઉઠ ને આ
દેશથી નીકલ ને તારા જનમ દેશમા પાછોજન ને આ૦ ૩૨ વા૦ ૯
ને યાકુબે કહ્યું ઓ પ્રભુ મારા બાપ ઇબરાહીમનો દેવ તથા મારા
બાપ ઇસહાકના દેવ જેણે મને કહ્યુકે તું પોતાની દેશ તથા
પોતાના જનમની જગા પાછોજા ને આ૦ ૩૫ વા૦ ૧ અને દેવે

યાકુબને કહ્યુ ઉઠ બઈતે ઈલમા જા ને તહાં રેહ ને તું પોતાના ભાઈ ઈશાવની આગલથી નાઠો હતો તારે દેવે જેણે દરશન આપ્યુ તેને સારૂ તહાં તું દવી ( એટલે ખુદાનુ ગર ) બાંધ ને વા૦ ૭ ને તેણે તાંહાંદેની બાંધી ને તેનુ નામ બેઈતેઈલ રાખ્યુ કેમકે તે પોતાના ભાઈના મુહ આગલથી નહાઠો તારે તાંહાં દેવે તેને દરસન આપયા હવે વા૦ ૧૧ મી થી અને ૧૩ મી ખુલુ માલમ પડેજકે તે દુત હતો અને તેને યાકુબે કહ્યુ મારા બાપ ઈબરાહીમનો દેવ તથા ઈસહાકનો ને આ૦ ૩૨ વા૦ ૨૪ ને યાકુબ એખલો રહી ગયો ને સવાર સુધી એક પુરૂશે ( એટલે જણે ) તે ને સાતે મલ યુધ કીધુ ( એટલે જલદી કીધી ) ને જારે તેણે જોયુકે તે તીને શકતો નહી તારે તેની જાંગની તલેની નેસને અટકીયો ને યાકુબની જાંગની નસ મલયુધ કરતાં ચડીગઈ ને તે બોલયો સવાર થાઈછે એમાટે મને છોડ ને તેણે કહ્યુ તું મને આશીરવાદ દે ( એટલે સાબા-સી ) નહીતો હું તને છોડીશ નહી ને તેણે તેને કહ્યુ તારૂ નામશુ ને તેણે કહ્યુ યાકુબ ને તે બોલયો હવેથી તારૂ નામ યાકુબ નહી પણ ઈસરાઈલ કેહવાશે કેમકે ખુદાને સાતે તથા માણશોને સાતે તું શરદારના જેવો સમરથ ( એટલે તાકતવાલો ) વાલોછે હવે એ પણ દુત હતો ને એ પર સબદ દેવનો વપરાયો ને અગર એ દુત ન હોઈતો માલમ પડેજકે યાકુબ કરતા દેહમા સકતી કમછે ને વા૦ ૩૦ ને યાકુબે એ જગાનુ નામ પનીએલ ( એટલે ખુદાનુ મોહ ) રાખ્યુ કેમકે મે દેવને સનમુખ એટલે મોહદરા મોહ દીઠોછે ને યશાયા આ૦ ૧૨ વા૦ ૩—૪ મા એ વાત લખીછે તેમા સબદ દુત ( એટલે ફીસતો ) નો લખેલોછે એવી તરે ગણા જગાં સબદ ખુદાનો ફીરસતા પર વપરાઈલોછે તે બધા દાખલા આ ચોપડીમા માઈ શકતા નથી ને મુશા બનીશયવાદી પર પણ સબદ દેવનો વપરાઈલોછે જેવુકે નીરગમન આ૦ ૭ વા૦ ૧ અને પ્રભુ એ મુશાને કહ્યુ જો મે ફારૂનની પાશે તને દેવ કીધો ને તારો ભાઈ હારૂન તારો પેગમબર થશે ને આ૦ ૪ વા૦ ૧૬ ને હારૂન તારે સારૂ લોકોને પાશે બોલનાર થશે ને તેજ તારી પાશે મુખ ને ઠેકાણે થશે ને તું તેની પાશે દેવની ઠેકાણે થશે ને ઠેકાણાનો સબદ ગુજરાતી વાલાઓએ વધારોછે અરબી બાઈબલના અરથ કરવાથી ઠેકાણાનો સબદ નીકલતો નહી હવે બે જગા દેવનો સબદ મુશાપર વપરાઈલોછે એથી માલમ પડેજકે યહુદી જો અગર ખ્રીસતીઓ માફક માનતા હોયતો ઈસાયો કરતા તે લોકોની દલીલ ઠીકછે ને દેવનોછે સબદ શેતાન પર પણ વપરાઈલોછે જેવુકે કરીથીઓ પતર બીજો આ૦ ૪ વા૦ ૩—૪ પણ જો હમારી સુવારતા ઢંકાયલી હોઈ તો નાશ પામનારા ( એટલે મરી પીટનાર ) ને ઢંકાયેલીછે જેઓમા આ જગતના દેવે અવીશવાશીઓના મન આંધલા કરયાછે હવે જગત દેવે પુરૂટીશટીન વાલાઓના માનવા પરમાણે શેતાનછે કેમકે દુશટનો ઉતપત કરનાર એ લોકોના માનવા પરમાણે શેતાનછે

જેવુકે પારસીઓ અહરમનને કહેછે પણ એ વાતની રદ વીશે આ ચોપડીમાં લખતો નહી હુંકાણ વાસતે ને દાઉદનુ ગીત ૮૨ વા૦ ૬ મે કહયુછે તમે દેવોછો તમે સરવે શતપનાર (એટલે મોટટાવાનો) દીકરાછે અને દેવનો સબદ પેટ ઉપર પણ વપરાયો ફીલીપીયોને પતર આ૦ ૪ વા૦ ૧૯ મા છે ને શેઠ વીશે અને શીખવનારા વીશે પણ વપરાઇછે ને પ્રભુનુ તરણ મલી એક થાવુ આગલા પુસતકોમાં તથા તેઓના ચાલનારાઓમા મલે નહી અને યુહાન ભવીશયવાદીએ પોતાના બે શીશોને ઈસુપાશે મોકલા હતા જેવુકે માથી આ૦ ૧૧ વા૦ ૩ તારે યુહાને કેદખાનામા ખરીસતના કામ સબંધી સાંભલીને પોતાના સીશોમાથી બેને મોકલીને તેને પુછાવયુ કે આવનાર તે તુજછે કે હમે બીજાની વાટજોયે હવે વીચાર કરવો જો એ કે જોઅગર ઈસુ ખોદા હોતેતો યુહાન પેગમબર થઈને તેનેનહી ઓલખતે ને વરી પેગમબરો તો પરથવી પર લોકોને ખુદાનો રસતો અને ખુદાને ઓલખાવવા આવેલા તો જારે તે ન ઓલખે તારે બીજા ને કેમ ઓલખાવે ને વરી ખુદાનુ ન ઓલખવુતો કુફરછે ને પેગમબરો એ વાતથી પવીત્રછે ને યહુદીયો ઈસુથી તે આજદીન સુધી ઈસાને ખુદાતો સુ પણ હરામનો કરી કહેછે ને ઈસુજો અગર દેવ હોતેતો મુશા તથા બીજા ભવીશયવાદીઓ જરૂરકેતે કે પ્રભુ તરણ મલી એકછે ને એમ તો થઈ સકતુ નહી કે પેહેલાતો હોઈ એકને પછી થઈ ગીયા હોઈ તરણ અને મુશાની વાતો માનવી એ લોકોને ફરજછે જેવુકે માથી આ૦ ૨૩ વા૦ ૨ શાશતરીઓ તથા ફરેશીયો જે મુશાની કુરશી પર બેશેછે એ માટે જેકઈ તેઓ તમને પાલવાનુ કહે તે પાલો ને કરો હવે તે લોક તો ઈસુને પ્રભુ નહી કેતા ને એ લોક તેને કહેછે ને વળી પોતે ઈસાએ પણ ખુદાનુ એક થાવુ ઘણી જગા કહેલુછે તે આગલ આવેછે ને ઈશાઓ જે જગા તરણનો સબદ આવો તેને પણ તરણ ખરેખરો સમજેછે ને જે જગા એક નો સબદ આવો તેને પણ ખરેખરો સમજેછે જેવુકે પાદરી કાન દરે પોતાની ચોપડી હલ્લોલ ઈસકાલના આ૦ ૧ મા લખેછે એ બાતેલછે કારણકે જારે તરણ હોશે તારે એકથી વધારે પણ હોશે જારે એકથી વધારે હોશે તારે એક ખરેખરો નહોશે તારે તરણના માનનારા એકને માનનારા નહી રહયા બીજુ એક પુરનંગ એનો તીજો ભાગ પુરો નંગ થઈ સકતો નહી અને તરણનો તીજો ભાગ એક પુરનંગ થાઇછે ને એ પુરનંગ તરણનો તીજો ભાગ છે તારે જો આ ૨ બેવ વાતો કોઈ જગાપર ખરી આવતી હોયતો માલમ પડેજકે એકજ ચીજ પુરનંગ પણ ( જેવુકે તરણનો એક ભાગ પુરનંગછે ) ને એ પુરનંગ પણ ( જેવુકે એકનો તીજો ભાગ ) એ ઓટુછે ને એવી તરે ગણી અકલી વાતોથી પણ ટુટી જાએછે કે જેને ન્યાય શાહસ્ત્રવાલા અને મનતેક વાલા ખુબ જાણેછે આ જગા એક નકલ યાદ આવી એ લખવુ સારૂ દેખાઇછે કે એક પાદ રીએ તરણ જણને ખરીસતી બનાવયા તાર બાદ પાદરી સાબનો

એક દોસ્ત હતો તે આવયો ને તેને પુછુ કે કોઈ ખ્રીસ્ત્રી થયો તારે ઉતર આપતા કહ્યુકે તરણ જણ અને તેમાના એકને બોલાવયો તારે તેને દોશે પુછું કે તું શુ અકીન રાખેચ તારે તેણે કહ્યુ કે મને પાદરીશાએ એમ બતલાવુકે તરણ ખુદાછે એક આકાશમાંછે ને બીજો મરયમના પેટે જનમયો તેને તરીજો ખબુતરની સુરતમા ઉતરો તે તારે એ સાંભલી પાદરી સાહેબ ગણા ધુસસે થયાને બીજાને બોલાવયો ને પુછ્યુ તારેતેણે કેહયુ કે પ્રભુ ત્રણછે તેમાના એકને શુલીદીધી બાકી બે રયયાછે તારે પાદરી સાહેબ તેના પર પણ ધુશે થયા ને ત્રીજાને બોલાવી પુછ્યુ તારે તે જરા ચપલ હતો તેણે કહ્યુ કે સાહેબ પ્રભુ ત્રણ મલી એક અને એકના ત્રણ તેમાના એકને સુલી દીધી અને તે મરી ગીઓ એટલે બીજા પણ મરીગીયા કેમકે ત્રણેવ બેગા હતા અવેતો વગર પ્રભુએ છઈએચ ને નહોતો તેમા પણ કેહતુ નહી ને એજ કારણથી ઘણા પાદરીઓ એકરર કરનાકે હમે તરણ મલી એક ખુદા માનયેચતો ખરા પણ સમજી સકતા નહી અને બયાન પણ કરી સકતા નહી જારે એ જાણી ચુકા તારે હવે આ જાણવુ જોઈએકે ઈસુએ પણ એક માનવાનો હુકમ કીધોછે જેવુંકે યુહાન આ૦ ૧૭ વા૦ ૩ ને અનંત જીવન ( એટલે હમેશાની જીનદગાની ) એછેકે તેઓ તને એકલા ખરા દેવને તથા ઈસુ ખ્રીસ્ટ જેને તે મોકલયોછે તેને તેઓ જાણે ભાઈઓ ખ્યાલ પોહચાડવો જોઈએકે પ્રભુને એક જાણવુ અને ઈસુને મોકલેલો કરી જાણે તેને અનંત જીવન કહ્યુંછે એમ નહી કહયુ કે ખુદા ત્રણછે એમાનવું અનંત જીવનછે ને ઈશા ખુદા પણ અને માણસ પણ અથવા ઈસુ બદન વાલો ખાનાર પીનાર થાકનાર પણ અને દેવ પણ એ થઈ સકતુ નહી ને ઉપલી યોહાનની વાત ઈસુએ આકાસ તરફ જોઈને પ્રભુ પાસે દુવા માગતી વખતે કહીછે ન કોઈની બીકથી ને અનંત જીવન જારે ખુદાને એક માનવુ અને ઈસુને મોકલેલો જાણવું થયુ તારે એનુ ઉલટુ માનવુ એટલે ઈસુને દેવ તથા ખરા ખુદાને સાતે બીજા બે ખુદા ગણવા એ અનંત જીવનનુ ઉલટુછે પણ એ વાત પ્રભુની મેહેરબાનીથી મુશલમાનોમાં મલેછે કે હમે એકલા ખરા દેવને માનીએછે અને ઈસુને મોકલેલો જાણીએછે ને મારક આ૦ ૧૨ વા૦ ૨૮ થી ૩૪ અને શાશતરીઓમાના એકે પાશે આવીને તેઓની તકરાર સાંભલી ને તેણે તેઓને સારૂ ઉતર આપયુ એમ જાણીને તેને પુછ્યુ કે શહુ આગના ( એટલે વશીઅત ) મા પેહેલી કહીછે ને ઈસુએ તેને ઉતર આપયુ કે શહુ આગનાવોમા પેહેલી એછેકે ઈસરાઈલ સાંભલો પ્રભુ આપણો દેવ એકજ પ્રભુછે ને તારા આખા દીલથી ને તારા આખા જીવથી ને તારી આખી બુધીથીને તારા આખા જોરથી પ્રભુ તારા દેવની તું પરાતી (એટલે મોહબત ) કર પ્રથમ આગના એછેને બીજી સરખી એટલે જેમ તું પોતા પર પ્રીતી કરેછે તેમ તારા પડોશી પર મોહબત કર એઓ કરતાં બીજી કોઈ મોટી આગના નથી અને શાસ્ત્રીએ

તેને કહ્યુ કે વારૂ ઉપદેશક ( એટલે મોઅલલમ ) તેં ખરૂ કહયુછે કેમકે• એકજ દેવછે ને તેના વીના બીજો નથી ને આખા દીલથી તથા આખી સમજણથી તથા આખા જીવથી તથા આખા સામરથી તેની મોહબ્બત કરવી તથા પોતાના જેવોજ પડોશીના પર પરેમ કરવો તે સરવ બલીદીન ( એટલે કુરબાની ) તથા યજ્ઞ કરતા અધીકછે અને તેણે ડાહાપણથી ઉતર આપયો માટે ઈસુએ તેને જોઈને કહ્યુ કે તું દેવના રાજથી વેગલો ( એટલે દુર ) નથી ને એ બે આજ્ઞા પછી માથી આ૦ ૨૨ વા૦ ૪૦ માછે બધા નીયમ શાશતરનો તથા પેગમબરોનો ભાર આ બે વશીયત પર રહેછે એથી માલમ પડેજકે મુશાની તોરાતમા તથા બીજા પેગમ બરોના પુસતકોમા જે પ્રભુને એક માનવા વીશે આજ્ઞાછે તેજ ખરી છે. જેવુકે પુનર નીયમ આ૦ ૪ વા૦ ૩૫ પ્રભુ તે દેવછે તેના વીના બજો કોઈ નથી ને વા૦ ૩૯ આજ તું જાણને તારા મનમા વીચાર કરકે પરવર દીગર તેજ ખુદાછે ઉપલા આકાશમાં ને નીચલી પરથવીમા બીજો કોઈ નથી ને આ૦ ૬ વા૦ ૪ ઈસ રાઈલ તું સાંભલ પ્રભુ આપણો દેવ પ્રભુ એક ને યશાયા આ૦ ૪૫ વા૦ ૫ હુંચ પ્રભુછું ને બીજો કોઈનથી મારા શીવાઈ કોઈ પ્રભુ નથી ને આ૦ ૪૬ વા૦ ૯ હુ દેવછું ને કોઈ બીજો નથી હું દેવને મારા જેવો કોઈ નથી એ બધા પુસતકમા પ્રભુ એકછે જો અગર ત્રણ હોતતો ભવીશયવાદીઓ કેહે તે ને એજ કારણે ઈસુએ પેહેલી આજ્ઞા પ્રભુ એક થાવાની કહીછે જો અગર ત્રણ કેહવાથી છુટકારો હોતતો ઈસુ એક કેમ કેહેતે ને બધા શાશતરો અને પેગમ બરોનો એ બે વાતો પર કેમ ભાર રહેતે ને માથી આ૦ ૧૯ વા૦ ૧૬—૧૭ અને જુવો કોઈએકે પાશે આવીને તેને કહ્યુ કે ઉતમ ઉપદેશક ( એટલે શારો શીખપનાર ) જીનદગી પામવા માટે હું શુ સારૂ કરૂ તારે તેણે તેને કહ્યુ તું કેપ મને ઉતમ કેહેછે એક જે ખુદા તે વગર કોઈ ઉતમ નથી એથી સાફ માલમ પડેજકે ઈસુ ખુદા હતોનહી અને સારો કેહવાથી પણ રાજી હતો નહી તારે કેમ કરીને પ્રભુ તે થઈસકે ને માથી આ૦ ૨૭ વા૦ ૪૬ અને નવમી ગડીને આશરે ઈસુએ મોટે ઘાટે હાક મારતા કહ્યુ હે મારા દેવ મારા દેવ તે મને કેમ મુકાદીધો ને વા૦ ૫૦ પછી ઈસુએ મોહોટે ઘાટે હાંક મારીને પ્રાણ મુકયો એથી પણ માલમ પડેછેકે ઈસુ પ્રભુ હતો નહી જો અગર ખુદા હોતતો બીજા પાશે ફરયાદ કરતે નહી ને વળી તેણે અવતાર પણ લીધેલો નહી જો અગર અવતાર હોતતો પોતાના ઉતપન કીધેલાથી આજીજ હોઈ ? ને યશાયા આ૦૪૦ વા૦૨૮ પ્રભુ તે કાયરથતો નથી ને થાકતોનથી નેતેની બુધીને શોધ લાગતોજ નથી નેઆ૦ ૪૪ વા૦ ૬ પ્રભુએ એવુ કહયુછેકે હું પેહેલો ને હું છેલ્લો ને મારા વીના કોઈ નથી ને ઈરમીયા આ૦ ૧૦ વા૦ ૧૦ પ્રભુ સતય દેવછે તેજ જીવતો દેવ તથા હમેશાનો રાજાછે ને હબાકુક આ૦ ૧ વા૦ ૧૨ હે પ્રભુ મારા પવિત્ર દેવ સું તું જુના કાલથી નથી ને

તેમાથીને પતર પેહેલો આ૦ ૧ વા૦ ૧૭ મા પણ પ્રભુનુ હમેસ આવુ લખેલુછે હવે ઉપલી વાતોથી શાફ માલમ પડેજકે પ્રભુ સરવ કાલનો રાજા તે થાકતો નથી ને કોઈથી આજીજ પણ થતો નથી હવે ઈસુ કેમ કરીને દેવ થાઈ કે હારો પણ ખરો ને આજીજ પણ થયો ને સરવ કાલ રહયો પણ નહી ને યોહાન આ૦ ૨૦ વા૦ ૧૭ ઈસુએ કયયુ હજીસુધી હું મારા બાપ પાશે ચહડી નથી ગયો એ માટે મને અડકમો પણ મારા ભાઈઓની પાશે જઈને તેઓને કહકે જે મારો બાપ તથા તમારો બાપ ને મારો દેવ તથા તમારો દેવ તેની પાશે હું ચહડી જાઉછું હવે આ વાતને ખીરીશતીઓ પણ માને છેકે ઈસુના શીશ્યો દેવના ઉતપન કીધેલાછે જેવા અ.જાછે તારે હવે એમ વીચાર કીધો જોઈએકે તેઓના ઉપર સબદ પ્રભુના દીકરા થાવાનો કેમ વપરાયો સુતેઓ દીકરાછે ? એમ થાઈ નહી પણ સાધારણ દેવને એવાણનો બાપ કેહવાઓછે તેમજ ઈસુપર પણ ને માથી આ૦ ૨૩ વા૦ ૯—૧૦ ને પરથની પર તમે કોઈને તમારો બાપ ન કહો કાજે એક આકાશમા તમારો બાપછે અને તમે ગુરૂ નકેહવાઓ કેમકે એકજે ખરીશત તે તમારો ગુરૂછે એથી ત્રણ વાતો માલમ પડેજ પેહેલી પ્રભુએકછે બજી ઈશુ ગુરૂછે ને દેવ ત્રીજી બાપનો સબદ ઉતપન કરનાર અને પાલનાર પર વપરાઈછે એવી તરેહ ઈસુપર દીકરાનો સબદ વપરાયોછે કારણકે એને પ્રભુએ ઉતપન કીધો અને પરવરસ કીધો ને વળી ઈનુ પોતાને માણસનો દીકરો કરી ગણી જગા કેહછે જેવુકે માથી આ૦ ૮ વા૦ ૨૦ ને આકાસના પક્ષીઓને માલાછે પણ માણસના દીકરાને માથુ મુકવાનુ ઠામ નથી ને આ૦ ૮ વા૦ ૬ પણ માણસના દીકરાને પ્રથવી પર પાપોની માફી કરવાની અધીકારીછે ને આ૦ ૧૬ વા૦ ૧૩ અને ઈસુએ ફીલપના કાઈસરોની શીનમા આવીને પોતાના શીશ્યોને પુછયું કે હું માણસનો દીકરો કોણછું ને વા૦ ૨૭ મા પણ છે ને આ૦ ૧૭ વા૦ ૯ અને તેઓ પહાડ પરથી ઉતરતા હતા તારે ઈસુએ તેઓને આગના ( એટલે વરીઆત ) દેતા કહ્યુકે માણસનો દીકરો મરી ગઈલામાથી પાછો ઉઠે ને વા૦ ૧૨—૨૨ મા પણછે ને આ૦ ૧૮ વા૦ ૧૧ જે ખોવાઈલુ તેને બચાવવાને માણસનો દીકરો આવયોછે ને આ૦ ૧૯ વા૦ ૨૮ માણશેનો દીકરો પોતાના મહીમાના ( એટલે બુજરોગોના ) રાજયાસન પર બેસસે ને આ૦ ૨૦ વા૦ ૧૮ ને માણસનો દીકરો સરદારોને તથા શાશતરયોને શોપાશે ને વા૦ ૨૮ મા પણછે ને આ૦ ૨૪ વા૦ ૨૭ જેમ વીજલી પુરવથી નીકલીને પશ્ચિમ સુધી ચમકેછે તેમજ માણસના દીકરાનુ આવું થશે આ૦ ૨૬ વા૦ ૨૪ માણસના દીકરા સબંધી જેમ લખયુછે તેમતે જાએછે ખરો ને વા૦ ૪૫—૬૪ મા પણ છે હવે ઉપલી વાતોથી માલમ પડેજકે ઈસુ દેવ હતો નહી ને બાઈબલમાં ઈસુપર ત્રણ સબદ વપરાઈલાછે પેહેલો દાઉદનો દીકરો બજો માણસનો દીકરો પણ ત્રીજી વાત પરભુનો દીકરો થાએછે તેને એ બે

વાતો બાનેલુ કરેછે એ માટે જે જે જગા દેવનો દીકરો કરી ઈસુ
પર વપરાયો હોઈ તેને જેવુ બીજાવો પર વપરાયો છે તેમ સમજ
વુ જોઈએ કેમકે બધા ડીક્ષનરીવાલાનો ઇતતેફાકછે કે દીકરો એટલે
માબાપના નુતફાથી ઉતપન થયો હોઈ ને એ વાત દેવવાશે થઈ સકતી
નહી અને દેવના દીકરાનો સબદ સાહેબની ભકતી કરનારા પર
ઘણી જગાએ વપરાઈછે જેવુકે મારક આ૦ ૧૫ વા૦ ૩૯ ને જે
જમાદાર તેના સામે ઉભો હતો તેણે જોયુકે એણે ઘાટો પાડીને
પ્રાણ છોડયો તયારે કહયુ કે ખરેખરો તે માણસ દેવનો દીકરો
હતો ને લુક આ૦ ૨૩ વા૦ ૪૭ ને જે થઈલુ હતુ તે જોઈને
જમાદારે દેવની મહીમા કરીને કહયુ કે આ માણસ ખરેખરો નીયા
યીહતો એથી માલમ પડેજકે ઈસુ નીયાયી હતો તેથી કરી મારકે
દેવનો દીકરો કરી લખો અને ઈસુ શીવાય બીજાઓ પર પણ દેવના
દીકરાનો સબદ વપરાઈલોછે જેવુકે માથી આ૦ ૫ વા૦ ૯ સુલા
કરાવનાર ને ધનછે કેમકે તેવો દેવના દીકરા કહેવાશે ને વા૦ ૪૫ મા
નેકો વાશોછે એ માટે કે તમે આકાશમાના તમારા બાપના બાલકો
થશો ને યુહાન આ૦ ૮ વા૦ ૪૧ તારે યહુદીઓએ ઈસુને કહયુકે
હમે વ્યભીચાર ( એટલે જીના ) થી નથી જનમયા હમારો એક
બાપછે તે દેવ ને વા૦ ૪૪ તમે તમારા બાપ શેતાનનાછો ને
તમારા બાપની કુવાસના ( એટલે સાહવતો ) કરવા તમે ચાહોછો
હવે યહુદીયાની કેહવાની મતલબ આહકે હમે નેક છઈએ તેથી કરી
કહયુ કે હમારો એક બાપ તે દેવછે ને ઈસુની કેહવાની મતલબ
આહકે તમે બદકો તેથી કરી કહયુ કે તમારો બાપ શેતાન છે॰
ને યુહાન પતર પેહેલો અધીઆઈ ૩ વરસ ૯ હરેક જે દેવથી જનમયે છે તે
પાપ કરતો નથી કારણ તેનુ બીજ તેમા રહેછે ને તેથી પાપ કરાતુ
નથી કેમકે તે દેવથી જનમાયોછે એથી દેવના છોકરા તથા શેતા
નના છોકરા પ્રગટછે ને આ૦ ૪ વા૦ ૭ ઓ વાહાલાઓ આપણે
એક બીજાપર પ્રેમ રાખએ કારણ પ્રેમ દેવથીછે ને હરેક જે
પ્રેમ કરેછે તે દેવથી જનમેલોછે ને યરમીયા આ૦ ૩૧ વા૦
૯ હુ ઈસરાઈલ સારૂ બાપછુ ને ઈફરામ મારો જેઠ (એટલે પેહેલો)
પુત્રછે ને સુલેમાન વીશે સમુએલ બીજો આ૦ ૭ વા૦ ૧૪ હુ
તેનો બાપ થઈશને તે મારો દીકરો થશે ને યશાયા આ૦ ૬૪ વા૦
૮ હે પ્રભુ હમારો બાપ તુ છે એ વગેરે ઘણીક જગાઓ પર
સબદ બાપનો દેવ પર ને દીકરાનો માણસ પર વપરાએલોછે ને જારે
ઈસુનો ખરેખરો બાપ કોઈ ન હોવાથી પ્રભુનો દીકરો કેહવાયો
એથી કાઈ તે પ્રભુ થાતો નથી જેવુકે આદમ પેગમબરના માબાપ
ન હોવાથી દેવનો દીકરો કેહવાઓછે જેવુકે લુક આ૦ ૩ વા૦ ૩૮
માછે ને કોઈ કોઈ પાદરીઓ લોકોને બેહકાવા માટે ઈસુનુ દેવ થવુ
એમ સાબેત કરેછેકે તે મુડદા જીવતો કરતોથો એથી માલમ પડેજકે
હાડકીથી જીવતો એલીશાના થવાથી તે પણ દેવ થાવો જોઈએ જેવકે
રાજયા બીજો આ૦ ૧૩ વા૦ ૨૧ મા છે ને મુશા પણ ખુદા

થાવો જોઇએ કેમકે તેવણે લાકડીને સાપ બનાવ્યો હતો ને એ મુડદા જીવતાં કરવા કરતા વધી ગીયુ કેમકે મુડદાને જીવતુ કરવામા ફક્ત પરાણ વધારે થાયને લાકડીને સાપ બનાવવામા પરાણ વધારે થાઇછે ને શીકલ પણ બદલાઇછે અને ગણા મોહમદીઓએ પણ મુડદાને જીવતા કીધાછે બશહું એટલીજ વાતોપર ટુકાણ કરૂછું ખરૂ ધરમ શોધ કરનારાને એટલુ બોવછે ખુદા ઉલટા ચાલનારાને શીધો મારગ બતલાવે આમીન *

## આ૦ ચોથો મોહમદની ભવીશયવાદી વીશે

મોહમદની પેગમબરીની સાબેતીમા ઈનસાફથી જોનારને આટલુજ બોવછેકે મોહમદ પેગમબર એક અભણ માણશ હતો ને તેના પર કુરઆન પ્રભુ તરફથી ઉતરૂછે અને તેમા આંકે પુકાર આ વાત લખેલીછે કે જેને આ કુરઆન વીસે શકહોઇ તે કુરઆનની એક શુરતને માફક બનાવી લાવે અને એ વાત સાંભલીને મોહોટા મોહોટા સારી રીતે વાતના જાંણનારા દગ થઇ ગયા ને એનો જવાબ આજ ૧૩૦૪ વરસથી આ પણ કોઇથી બનો નહી માલમ પડેજકે, પ્રભુનુ પવીત્ર કલામ છે અને ભુત કાલની વાતો ભવીશયવાદોની તથા ભવીશકાલની વાતો કુરઆનમાછે એવી વાતો અભણ માણસ કંઈ કહી સકતો નહી ને ઘણા યહુદીઓએ પોતાની તોરાતની વાતો પરીક્ષાલેવા માટે પુછયો તેનો જવાબ કુરઆનની મારફતે આપયોછે જેવુકે ઝુલ કરનેનનો હાલ તથા અશહાબે કહફનો હાલ તથા મુશાને ઉપદેશ કરવુ એ વગરે ઘણા હાલ અને ઘણી વાતો મોહમદ પેગમબરમા ભેગી હતી કે માણશ ખ્યાલ કરીને જુએતો ખરેખાત જાણશે કે મોહબત ભવીશયવાદીછે એ વીશે મી૦ જોરેજસેલ સાહેબ પોતાના કુરઆનના તરજુમાના મુકદમમાં જે સને ૧૮૫૦ મા છપાયોછે તેનો પ્રષ્ટ ૬ માં લખેછે મોહમદ રૂળો હતો અને બુધીવાલો અને સારા ચલણનો અને શખી અને બધા લોકો શાતે સારી રીતે પેશ આવનાર અને દુશમનો વીશે ગણી બહાદુર અને પ્રભુના નામ ને ઘણી ઈજતદેનાર અને તોહમત બાંધનારા વીશે તથા જુઠી સાહીદી દેનાર વીશે તથા લોકોના માલપર તમા શખનાર વીશે ઘણી સખ્તી કરનાર અને સબર વીશે અને સખાવત વીશે અને રહમ વીશે અને નીયાય વીશે અને માબાપની તથા મોહોટા માણસની તાઅજીમ કરવા વીશે ને ઈજજત દેવાવીશે ઘણો ઉપદેશક હતો ને મી૦ ગેન સાહેબ જે મોટા ઈંગલડનો ઈતિહાસ જાણનારછે તે પોતાની તવારીખમાં લખેછેકે મોહમદનુ દીનશક અને સુબાહથી પવિત્રછે ને તે મક્કાના પેગમબરે બુતની તથા માણસની તથા તારાવોની પુજા કરવાથી અકલ ભરેલી દલીલથી રદ કીધાછે ને બધી ચીજનો ઉતપન કરનાર એક દેવનું થાવું શાબેત કીધુછે ને એવી તરેહથી તેણે ઉપદેશ કીધા કેતેના જેવો કોઇને હું કહી શકતો નહી ને મી૦ ગાડફરીહ નગશ પોતાના પુસતક અપાલુજીના કલમ ૪૬ મા લખેછે કે જો ગણો વીચાર પોહચાડીને ખ્રિસ્તી ધરમને જોએછે તો એમ થાએકે મુસલમાની

જેવુ સાફ અને એ તકલીફ અને સારી સમજનુ ખીરીશતી ધરમ કેમ નહી થયુ અને જે માણસ મોસલમાનોના અકીદાને તથા પરારથના ને તથા કોટ કચેરીના કાઇદાવોને ખીયાલ કરી જોશે તો જાણી લેશે કે માણસ આવા બધા કાઇદા ચુસત બાંધી સકતો નહી માલમ પડેજકે દેવની વાતોને એવણ પગટ કરતા હતા ને જે વખતમાં મોહમદે આઈ દાવો કીધો કે હું એક માણસ દેવનો મોકલેલોછુ પવીત્ર પુસતકસાથે ને ખરી હીકમત સાથે બધા માણશોને સારો મારગ બત લાવવાને માટે તે વખતમાં તે લોકો પાશે કોઈ પુસતક અને કોઈ તરેહની હીકમત હતી નહી તેવા વખતમાં ગરીબી સાથે ને થોડા માણશો સાથ થોડા દહાડામા અગણીત દુશમનો સાથે મુકાબલો કીધો ને ઘણાં રાજાઓને તાબે કીધા ને ગુમરાહોને શારો રસતો બત લાઈવો ને પુરવથી પશ્ચિમ શુધી એ ખરૂદીન ફેલુ અને દુશમનો વધારે અને દબદબા વાલા થાવા સાથે એદીન દબાવી શકયા નહી એ પ્રભુના મદદે શીવાય થઈશકતુ નહી ને સુ મજેની વાત ગમાલીયલ શાસ્ત્રીએ પોતાના શીષ્યોને કહીથી કે એ ઇસરાઇલયો તમે આ માણસોને જે કરવાના છો તે વાશે ખાતરીથી રહો કેમકે આ દહાડા અગાવ યહુદા ઉભો થયો ને કહ્યુ કે હું કોઈ મોટોછુ તેની શાથે આશરે ચારશે માણસ મલયા હતા તે મારયો ગયો ને જેટલાઓએ તેને માનયો હતો તે સરવ વેરાઈ ગયા ને નાશ પામ્યા ત્યાર પછી નામ નીશી લખવાના દીવશોમા ગાલીલનો યહુદા ઉઠયો ને બોહુ લોકોને પોતાની પછવાડે ખેંચયા તેપણ નાશ પામ્યો ને જેટલા લોકોએ તેને માનયો તેઓ સઘલા વેરાઇ ગયા ને હવે હું તમને કહુંછું કે આ માણસોથી તમે દુર રહો ને તેઓને રહેવાદો કેમકે જો એ મત અથવા એ કામ માણસોથી હશે તો ઉથલી પડશે પણ જો દેવથી હશે તો તમથી ઉથલાતુ નથી એ વાત પેરેરીતોની કરતયના આ૦ ૫ વા૦ ૩૫ થી છે ને ગીત પેહેલુ વા૦ ૬ પ્રભુને કોનો રશતો જાણેછે ને બદનો રશતો નશટ ( એટલે હલાક ) થશે ને ગીત ૫ વા૦ ૬ જુઠુ બોલનારાઓને તું નાશ કરીશ ને રકતના ( એટલે ખુની ) તથા કપટના માણસોથી પ્રભુ કંટાળેછે હવે જો અગર મોહમદ ખરો ન હોતેતો તમારા કેહવા પરમાણે એના માન નારા માણશો વેરાઈજા તે ને દેવને એક માનવાનો ડંકો આખી દુન્યામાં થોડા દીવસમાં ફેલતે નહી અને પુરૂટીશટીન વાલા મોહમદી દીનને જુઠલાવા માટે ઘણી ખોટી વાતોથી લોકોને ધોકા આપે છે પણ કોઈ એવી વાત નહી થઈકે હિંદુસ્તાન વાલાઓએ નલખો હોઈ શેકડો ચોપડીયો એ લોકોના જવાબમા છપાઈછે ને વળી એક પુશતક બરાહીને અહમદીયા નામનુ હીંદુસ્થાનમા છપાઇલુછે તેના બનાવ નારાએ છાપામા આવાત નાખી હતી કે મારા પુસતકને કોઈ ખ્રિસ્તી રદ કરે તેને રૂા. ૧૦૦૦૦) ઇનામ આપવુ ને મોહમદ પેગમબર વીશે ગણી જગા બાઈબલમાં ખબર આપેલીછે કુરઆનના દવાપરણે પણ થોડી નમુના દાખલ લખુછું જુઓ પુનરનીયમ આ૦ ૧૮

વા૦ ૧૯ થી ૨૨ સુધી હું તેઓના ભાયામાથી તારા જેવો તેઓને
સારૂ પેગમબરને ઉઠાડીશ ને તેના મુખમા મારા સબદ આપીશ ને
હું તેને જે હુકમ આપુ તે સરવ તેઓની પાસે બોલશે ને એમ
થશે કે મારા જે સબદ તેમાર નામે બોલશે તેઓને જે માણસ
ન સાંભલે તેનુ હું લેખુ લેશ ને જે પેગમબર ધોકો કરીને મારે
નામે જેબાત બોલવાની મે તેને હુકમ ન આપો તે બોલે ને અન
યદેવો ( એટલે ધેર ખુદા ) ને નામે જે બોલે તેજ પેગમબર
મારયો જાય ને જો તું પોતાના દીલમા કહેકે પ્રભુ વાત બોલયો નથી
તે અમે કેમ જાણએ તો પેગમબર પ્રભુને નામે જે બોલે ને તે વાત
ન થાઈ ને ન આવેતો તો પ્રભુ તે બોલયો નહી એવી વાતછે તે
ભવીઈયવાદી ધોકો કરીને બોલયોછે તેથી તું નાહ એ ખબર યહુશા
વીશે થઈ સકતી નહી જેમ યહુદીઓ સમજેછે ને ઈસુ માટે પણ
થઈ સકતી નહી જેમ ખ્રિસતીઓ સમજેછે કેમકે ઈશાના વખતના
યહુદીઓ ઈશા વગર બીજા ભવીશયવાદીની વાટ જોતા હતા જેવુકે
યુહાન આ૦ ૧ વા૦ ,૨૦ ને યુહાને કબુલ કીધુ ને નકાર કીધો
નહી પણ કબુલ કીધુ કે હું ખરીસ્ત નથી ને તેઓએ તેને પુછ્યુ
તું કોણ શું તું એલયાછે ને તેણે તેને કહ્યુ કે ના તો શું તું તે
આવનાર ભવીશયવાદીછે એ યુહાનની વાતથી સાફ માલમ પડેછે કે
યહુદીઓ ઈસુ અને એલયા વગર બીજાની વાટ જોતા હતા ( અને
યુહાને પણ એ કરાર કીધો કે હું તે આવનાર નહી એથી પણ
મોહમદની ભવીશયવાદી શાબત થાઈછે ) માલમ પડેકે એ સુવારતા
ઈસુ અને યહુશા વીશે મલે નહી ને એ ખબરમા સબદ તારા જેવા
નોછે ને યહુશા તથા ઈસુ મુશાજેવા મલે નહી કારણકે ઈસરાઈલ
માથી કોઈ પેગમબર મુશા જેવો થયો નહી જેવુકે પુનરનીયમ આ૦
૩૪ વા૦ ૧૦ મા છે અને મુશા એક ધરમ કાડનારો હતો અને
પુસતક વાલો કે જેમા કરવાનુ અને ન કરવાનુ લખેલુછે તારે યહુ
શા મોશાજેવો થઈ સકતો નહી કારણ કે એ મુશાના તાબેદાર હતા
ને ઈસુ પણ મુશા જેવો થઈ સકતો નહી કેમકે મુશા પેગમબર
હતો ને ઈસુ એ લોકોના માનવા પરમાણે દેવ હતો ને મુશા સાહે
બનો સારો બંદો હતો ને ઈશા એ લોકોના માનવા પરમાણે શાપીત
( એટલે લાનતી ) હતો જેવુકે ગલાતીઓને પતર આ૦ ૩ વા૦ ૧૩
ખરીશ તે આપણી વતી સાપીત થઈને આપણને છોડાવી લીધા
ને મુશા નરગમા ગયો નહી ને ઈશા એ લોકોની ચોપડીઓના
લખા પરમાણે જનમ માગ્યો ખ્રિસ્તીઓના દુષ્ટ કામ માટે ને એમાં
સબદ તેઓના ભાયો માથીનોછે ને તે વખત ઈસિરાઈલના બારટોલા
હાજર હતા ને તેમાથી યહુશા અને ઈસુછે તો કેહેતે કે એમાથી થશે
ને એમા સબદ ઉઠાડીશનોછે માટે યહુશા વીશે થઈ સકતી નહી
કારણકે તે વખત યહુશા ઈસિરાઈલમાં હાજર હતા ને એમાં શબદ જે
ન સાંભલે તેનું હું લેખુ લેશનોછે એ વાતથી પણ એ ખબર ઈસુ
વીશે થઈ સકતી નહી કારણકે એથી આ મતલબછે કેશરેના હુકમ

ચલાવવાને ઈનજીલમા લડાઈનો અને શગસાર કરવાનો અને બુરા
માણસોને સજાદેવાના હુકમ મલે નહી ને એમા સબદ અનયદેવને
નામે જે બોલે તેજ ભવીશયવાદી મારયો જાય જો અગર મોહમદ
પેગમબર ખરો ન હોતતો મારયા હોતે ને તમારા માનવા પરમાણે
ઈસુ મરાય ગયો ને કુરઆનમા પણછે મોહમદ વીશે કે ખુદાતું ને
લોકોથી બચાવશે તે તેમજ થયુ એ ખબરથી કરી ઘણા યહુદીઓ
મુશલમાન થયા કેમકે એવણ મુશાના જેવા હતા ઘણી વાતોમા પ્રભુ
ના બંદા થાવામા તથા પેગમબર થાવામાં તથા બાપવાલો થાવામા
તથા છોકરા બચાવાલો થાવામા તથા દુશમનો સાથે લડવામા તથા
બંદગી માટે પવીત્ર થાવામાં તથા ઘણા પાક સાફ રેહવાના હુકમ
કરવામા અને ખુનને બદલે ખુન લેવામા તથા સરીઅતની સજા
જારી કરવામા તથા પ્રભુને એક ને જાણવામા ને એ પ્રભુ અબુલાવ
વાથી ઈનિકાર કરવામા તથા નદેવ તથા દેવનો દીકરો થાવામાં તથા મુશા
માફક દફન થાવામા તથા નસાપીત થાવામા ને મોહમદ ઈસિરાઈલના
ભાઈની ઓલાદમાથીછે બીજી ખબર પુનરનીયમ આ૦ ૩૩ વા૦ ૨
પ્રભુ શીનથી આવયો ને શેઈરિમાથી તેઓપર ઉગયો ને પારાન
પરવતથી તે પરકાશ ( એટલે જાહેર ) થયો હવે શીનાપર આવવુ
પ્રભુનુ તોરાત મુશાને દેવા માટે ને શેઈરપય ઉગવુ ઈસુને ઈનજીલ
દેવામાટે ને પારાનપર પરકાશ થવુ કુરઆન ઉતારવા માટે કેમકે
પારાન મકકાના પરવતોમાથી એક પરવતનુ નામછે જેવુકે ઉતપત્રી
આ૦ ૨૧ વા૦ ૨૦ ને દેવ તે છોકરાની સાથે હતો ને તે વધયો
ને જંગલમા રહીને તીર કમાની થયો ને તે પારાનના જંગલમા
રહયો ને તેની માએ તેને સારૂ મીશર દેશમાથી એક બાઈડી લીધી
એ વાત ઈસમાઈલના હાલમા લખેલીછે અને ઈસમાઈલ મકકા માય
રેહતો હતો માલમ પડે કે પારાન મકકાના કોઈ પરવતનુ નામછે
ત્રીજી ઉતપત્રી આ૦ ૧૭ વા૦ ૨૦ ને ઈસમાઈલિ વીશે મે તારૂ
સાંભલયુછે જો મે તને આશીરવાદ ( એટલે બરકત ) દીધોછે ને
હું તને મોટો કરીશ ને તેને બોહુ ઘણો વધારીશ તેમાંથી બારનાયક
જનમશે ને હું તેથી એક મોટી દેશ જાતી ઉતપન કરીસ એમા
એક મોટી દેશજાતી ઉતપન કરીશ એ ખબર મોહમદ વીશેછે
કેમકે ઈસરાઈલિની ઓલાદમાથી મોહમદ વગર કોઈ માણશ
મોટી દેશ જાતી ઉતપન થયનહી ને જુઓ સયેદા ઘણા મુલક
માછે ચોથી દાઉદનુ ગીત ૪૫ વા૦ ૧ થી ૪ મારા મનમા સારી
વાત ઉકલેછે રાજાને મારા કરતય હું કહુછું મારી જીભ ચપલ મેહ
તાની લેખણીછે તું આદમ પુત્રો કરતા રૂપવાનછે તારા હોટ પર
અનુગરહ ( એટલે નેઅમત ) રેડેલોછે એ માટે દેવે સદાતુંને આશી
રવાદ દીધો હે પેહેલવાન તારી જાંગ પર તારી તલવાર બાંધ તારી
પ્રતાપે તથા તારે વઈભવે શફલથી સ્વારીકર નમનતા તથા સત્યતા
તથા ન્યાયીપણા માટે ને તારો જમણો હત તને મોટા કામ
શીખડાવશે ને તારો તીર તેજછે એ ગીતને યહુદીઓ તથા ઈશુ

ઓ તથા મુસલમાનો સુવારતા કરી ગણેછે પણ યહુદીઓ કહે છેકે દાઉદ એ સુવારતા જે પેગમબર વીશે આપીછે તે હજુ સુધી આવયો નહી ને ખ્રિતીઓ કહેછેકે એ ઈશુશેવીછે પણ ઈસુવીશે થઈ સકતી નહી કેમકે યશાયા આ૦ ૫૩ ને તેને સુરૂપ ( એટલે ખુબ સુરતી ) ન હતુ ને સુંદર પણું નહતુ એવુકે આપણે તેને જોએઅને દખાવ ન હતો એવોકે આપણે તેને ચાહયે માણશોથી તે ધીકારેલો તથા તજેલા દુખયારા માણશને દરદ ખબર આપનાર ને જેથી તેમોહ સનતાઈ એવો તે ધીકારેલો ને આપણે તેને ગણ કાવયો નહી ખચીત તેણે આપણા દરદ માથે લીધા ને આપણા દુખ વેઠયા ને આપણે તેને હણેલો દવથી મારેલો તથા પીડા પામેલો માનયો એ ખબર ઈસાયોના કેહવા પરમાણે ઈસુ વાસતેછે અને એ ખબરથી તે ખબર ઉલટીછે કેમકે પેહેલી ખબરમા સબદ રૂપવાનનોછે ને એ એમાં સુરૂપ ! તથા સુનદર પણુ ન હોવાનોછે ને વળી ઈસુ એ તરવાર જાંગ પર કારે લટકાવીથી ને એ બધી વાતો મોહમદ પેગમબર વીશે ખરી આવેછે પાચમી એક ખબર મી૦ જોરજ શેલ સાહેબે કુરઆનના તરજુમાના મુકદમામા લખેલીછે કે મોહમ દની ખબર બીરના બાની ઈનજીલમાછે હે બીરનાબા તું એમ જાણકે મભુ નાના પાપ કરનારાને પણ સજા દશે કારણકે મભુ પાપથી કંટાલેછે ને જ્યારે મારી માએ અને મારા શિષ્યોએ દુની યાની ખાતર મારે સાતે મોહબત કીધી તારે પ્રભુએ એમ ચાહયુ કે એ ખોટી મોહબત રાખવાની સજા દુનયામાં દીએ કે તેઓ નરઘની સજાથી બચે અને હું પણ પાપોથી પાકછુ પણ ઘણા લોકોએ મને દેવનો પુત્ર અને દેવ કહયો એ માટે પ્રભુએ એમ ચાહયુ કે દુનયામાં મારા પર હાંસી થાઈ યહુદાના મરવાથી ને દુનયામાં એ માટે કે શેતાન ઈનશાફ દહાડે મારા પર હશે નહી પણ એ હશી મોહમદના આવવા શુધી રેહશે અને નેતાણ આવીને મારૂ નમરાવુ સાબેત કરશે એથી શાફ મોહમદની પેગમબરી માલમ પડેચ ને એ ઈનજીલને શને ૨૦૦—૬૦૦ શુધીના ઈશાયો માનતા હતા ને મોહ મદ શને ૫૮૦) મા આશરે જનયા હતા તો હવે એટલે વરશ આગમશથી કોણ ખબર આપી શકે ને અગર કોઈ એમ શક કરે કે મુસલમાનોએ એવાત દાખલ કીધાછે તો તેને સાબેત કરે ને સને ૫૦૦ શુધીના લખાઈલી ઈનજીલ બતલાવે ને વળી ઈનજીલોમા જે જે વાતો પાદરીઓ બદલતા જાએ તો તે શનતાતી નહી ને મુસ લમાને પારકા ધરમની કીતાબમા એક વાત લખી ને શનતાઈ ? એમ થઈ સકતુ નહી ને બીરનાબાનુ સારપણુ ઈનજીલોમા લખાઈલુછે પરે રીતોના કરતય આ૦ ૧૩ વા૦ ૧ અનતાકયામા જે મંડલી હતી તેમા કેટલા એક પેગમબરો તથા ઉપદેશકો હતા એટલે બીરનાબા તથા શીમોન ને આ૦ ૨૪ મા તથા ૧૫ મા પણ એની વાતો છે માલમ પડેજકે તેને બાતલ કરવાનુ આઈજ કારણકે મોહમદની પેગમબરી શાફ તેમા લખાઈલીછે ને તેજ ઈનજીલ ખરીપણ માલમ

પડજ કેમકે કુરઆનમા છેકે ઈસુને ભુલી દીધી નહી તથા ઈસુએ
નામ સાતે મોહમદની ખબર આપીછે તેમજ તે ઈનજીલમા પણછે
ને મી૦ જોરજશેલ શાહેબનો કુરઆનનો તરજુમો જે શને ૧૮૬૧
મા છપાયો તેના પરષ્ટ ૪૩ મા છે છઠઠી મોલવી હેદર અલીએ
પોતાની ચોપડી ખુલાસતે શેફ઼ુલ મુસલેમીનના પરષ્ટ ૬૩ મા લખે
છેકે અરમનીના એક પાદરીએ યશાયાના પુસતકને શને ૧૬૬૬) મા
અરમની ભાશામા કીધી ને શને ૧૭૩૩ મા ઈનતુની પુરતુલી પરે
શમા છપાઈ તેનાં આ૦ ૪૨ મા છે ને પ્રભુનુ નવુ ગીત ગાયા કરો
ને હુકુમની નીસાની તેની પીટપર કે જેનુ નામ અહમદછે ને એ
અરમની ભાશામા તેઓ પાશે હજુ સુધી મલેછે સાતમી યોહાન
આ૦ ૧૬ વા૦ ૭ થી ૧૪ શુધી મારૂ જાવુ તમને ગુણકારીછે કેમકે
જો હું જતો નથી તો ફારકલીક તમારે પાશે નથી આવશે પણ
જો હું જાઉતો તેને તમારી પાશે હું મોકલી દઈશ ને તે આવીને
પાપ વીશે તના નીયાય પાણ વીશે તથા નીયાય ઠરાવવા વીશે
જગતની ખાતરી કરશે પાપવીશે એ માટે કે તેઓ મારાપર વીશવાશ
કરતા નથી ને તે. નીયાઈ પણ વીશે એ માટે કે હું બાપની પાશે
જાવુંછું ને તમે મને હવીથી નહી જોશો ને નીયાય ઠરાવવા વીશે
એ માટે કે આ જગતમા અધીરીકાનો નીયાય ઠરાવાએછે હજી
ઘણી વાતો મારે તમને કેહવાનીછે પણ અમણા તે તમે સહી શક
તાનથી તો પણ જે શતનો આતમા ( એટલે રૂહેહક ) તે જારે
આવશે તારે તે તમને સરવ સતમા લઈજશે કેમકે તે પોતાથી નહી
કેહેશે પણ જે કંઈ તે સાંભલશે તેજ કેહશે ને જે જે થનારછે તે
તમને કહી દેખડાવશે ને તે મારી તારીફ કરશે કેમકે તે મારી
ચીજોને લઈને તમને કહી દેખડાવશે એ ખબર મોહમદ વીશેછે
કેમકે ફારકલીતનો અશલ શબદ પારાકલીતછે યુનાનીમા ને એનો
અરથ તેમા અહમદછે ને એની સાબેતી ખરીશતીઓના પુસતકથી
થાઈ એટલુ બોવછે જુઓ મી૦ સરવલયમ મીયોરની તવારીખે
મોહમદી ભાગ પેહેલો પરષ્ટ ૧૭ મા અને મી૦ ગાટ ફ્રીહેગશની
ચોપડી અપાલુજીના પરષ્ટ ૧૭૭ મા લખેછે કે મી૦ કયુરન પાક
રશટ કેહેછેકે મતલબ આ ખબરથી મોહમદછે ને મી૦ રેવરન મચ
લએલ એલડી પોતાની પુસતક જે શને ૧૮૬૯ મા છેપાઈલીછે
તેના પરષ્ટ ૨૦૬) મા લખેછેકે એ વાતથી મુરાદ મોહમદછે ને મી૦
જોરજશેલ સાહેબ કુરઆનના તરજુમાના પરષ્ટ ૪૪૫) મા લખેછે કે
ઈસુએ જે ખબર આપી તે આ મોહમદછે ને મી૦ ડીયુ પુરટ
લખેછે કે ઈસુનુ ખબર આપવુ મોહમદ વીશછે ને એ સબદ ફારક
લીતનો ઉરદુ ઈનજીલો જે શને ૧૮૧૯) મા છપાઈલીઓછે તેમાછે
ને તાર બાબની નજીલોમા સબદ વકીલનો અને તસલ્લી આપના
રનોછે ને અરબી ઈનજીલમા પણ સબદ ફારકલીતનોછે ને એ ખબર
મોહમદ વીશે ન લાગુ પાડવા માટે પાદરીઓ કહેછેકે એ ખબરથી
મતલબ આગનુ ઉતરવુછે તથા પવીતર આતમા મતલબછે એ

[illegible] કેમકે એ ઘણા માણસો પર ઉતરીછે ને એ ખબરથી તો એવુ માલમ પડેછેકે જેને આવુ હોઈ તે આવશે જુવો લુક આ૦ ૧ વા૦ ૪૧—૬૭ મા કે જકરીયા તથા તેની અસીપર પણ ઉતરી છે ને આ૦ ૩ વા૦ ૨૨ મા છે ઈસુપર ઉતરીથી ને યુહાન આ૦ ૨૦ વા૦ ૨૨ મા છે કે ઇસુએ પવીત્ર આતમા શીશોને આપી ને આગ તથા અંતર આતમા આવાથી કઈ તેણે ઇસુની તારીફ કીધી નહી અને કોઇને તેણે આવીને પાપવીશે તથા નીયાય પણા વાશે તથા નીયાય ઠરાવવા વાશે જગતની ખાતરી કીધી નહી ને એ વગર બીજી વાતો જે યુહાને કઈ તે આગમા હતી નહી ને મોહમદ વીશે બધી વાતો ખરી આવેછે કેઈસુ વીશે મોહમદે કહ્યુકે તે નમરાં ઇગીયો અને ત પેગમબર હતો અને તે મુડદાને ખુદાના હુકમથી જીવતો કરતો ને કોડયોને સારૂ કરતો અને કોઈ વાત મોહમદે પોતાના તરફથી નહી કહી ને બધાઓને ખોટે મારગે ચાલનારા ઠરાવા ખીરીશતીઓને એ માટે કે ઈસુને ખુદા અને ખુદાનો પુતર કેહવાથી અને સુલી પર ચહડવાનુ કેહવાથી એવી તરે બુત પુજનારાઓને તથા યહુદીઓને આઠમી યુહાન આ૦ ૧૪ વા૦ ૧૬ ને હું બાપને અરજ કરેશ ને તે તમને બીજો ફારકલીત તમારી પાશે શદા રેહવા માટે આપશે ને વા૦ ૨૬ પણ ફારકલીત જેને બાપ મારા નામથી મોકલી દેશ તે તમને બધુ શીખવશે ને મે જે સરવ તમને કહયા તે બધા તમને સંભરાવશે ને વા૦ ૨૯ ને જારે એ થાએ તારે તમે ઈમાનલાવો માટે થયા અગઉ મે અમાણાથી તમને કહયુછે ને આ૦ ૧૫ વા૦ ૨૬ પણ ફારકલીત હું બાપ પાશેથી તમારી પાશે મોકલી દેશ એટલે સાચની આતમા જે બાપની પાશેથી નીકલેછે તે જારે આવશે તારે મારા સબંદી સાહેદી આપશે એ ખબર મોહમદ વીશેછે કેમકે એમા શબદ બીજાનોછે અને બીજાને માટે પેહેલો થાવો જોઇએ તે પેહેલો ઈસુ જેમ પેગમબર અને માણસનો દીકરોછે તેમ બીજો મોહમદ પણ પેગમબર અને માણસનો દીકરોછે ને મારે નામે એટલે જેમ હું નામ ધરું તેથી નામી છે અને ઇસુએ કહયુકે સદા રેહવા માટે આપશે એટલે તેનુ દીન સરવકાલ રેશેને પરભુને એક જાણનાર થશે જેવુકે યુહાન આ૦ ૧૭ વા૦ ૩ ને હમેશા જીવન એછેકે તેઓ ખુદાને એકલો ખરો જાણે એવી તરે હમેશા રેહવાનો સબદ મોહમદ વીશે વપરાયોછે નવની યશાયા આ૦ ૪૨ વા૦ ૯ થી ૧૯ જુવો પ્રથમ બીનાઓ બની આવીને નવીની ખબર હું આપુછું તેઓ નીપજયા પેહેલા હું તમને શંભલાવીશ શમુદરે ઉતરનારા તથા તેનુ ભરાણુ બેટો તથા તેના રેહવાશી તમે પ્રભુને સારૂ નવુ ગીત પરથવીના છેડાથી ગાઇને સ્તુતી (એટલે તારીફ ) કરો અરણ્યે ( એટલે જગંલ ) તથા તેમાના નગરો કેદાર જે ગામોમા વીસત ( એટલે વસવુ) કરેછે તે ઉંચો સબદ કરશે ખડકે વીસત કરનારાં પુકારશે પરવતોની શીખર પરથી તેઓ બુમ પાડશે તેઓ પ્રભુનો ગોરવ શથાપશે ( એટલે બુજુરગી જાહેર

કરસે ) ને તેની સતુતીની ખબર બેટોમા કરશે પ્રભુ પ્રાકરમ બહાદુર ) જેવો નીકલશે યુધના ( એટલે જનગી ) માણસ જેવો તે આશથા ( એટલે ગેરત ) ચહડાવશે તે પોકારશે વલી તે બુમ પાડશે પોતાના વેરીઓની સાભે મબલ થશે હું સ્વશથ (એટલે ચુપકો) રહું હું પોતાનું રોકાણ કરૂ એ પ્રમાણે ઘણી વારથી છાનો રહેલો છું મશવનારી ( એટલે જણનારી ) પેઠે હું પોકારીશ એક દમ હું દમ પકડીશ ને જોરથી શવાશ ખેંચીશ હું પરવતોને તથા ડુંગરોને ઉજડ કરીશ ને તેમની સરવ લીલોત્રીને શુકાવીશ અને હું નાલાવોના બેટ કરી નાખીશ ને તલાવોને સુકાવીશ ને હું આગલાઓને જે મારગ તેઓ એ ન જાણયો તે પર હીડાવીશ જે વાટો ન જાણી તેઓ પર તેમને ચલાવીશ તેમની સનમુખ (એટલે શાભે) હું અંધકારને અજવાલુ ને વાંકાને શીધા કરી નાખીશ વચનો એછે મે તેઓ કશયા, ને તેઓને છોડયા નહી તેઓ પાછા ફરયાછે જેઓ કોરેલી મુરતી પર ભરોશો રાખેછે જેઓ ગાલેલી મુરતીઓને કહેછે તમે હમારા દેવ તેઓ લાજે લજીત થશે બેહરાઓ તમે સાંભલો ને આંધલાવો તમે જોવાને લખશે લગાવો મારા શેવક ( એટલે બનદો ) શીવાઈ આંધલો કોણ ને મારો સંધેશી (એટલે પેગમબર ) જેને હું મોકલીશ તેના જેવો બેહરો કોણ એ ખબર મોહમદ ભવીશયવાદી વીશેછે કેમકે એ ખબર કેદારની ઓલાદ વીશેછે ને મોહમદ કેદારની ઓલાદમાથીછે જુવો ઉતપત્ની આ૦ ૨૫ વા૦ ૧૩ માં ઇસિમાઇલના છોકરાઓ લખેલાછે ને મોહમદ પ્રભુનો શેવક તથા તેનો શંધેશી હતા ને ઈસુ તમારા માનવા પરમાણે દેવનો દીકરો હતો એટલે એ ખબર ઈસુ વીશે થઈ સકતી નહી ને ઇશાએ કુથયે બહાદુરી નહીકીધી અને લડાઇને માટે કોઇને બુલાવા પણ નહી અને દુશમનોને નીચા પણ કીધા નહી ને ઈસુને મુકાબલો કરવાનો હુકમ પણ નહતો માથી આ૦ ૫ વા૦ ૩૯ હું તમને કહુંછુ કે તમે ભુડાની સામા ન થાઓ પણ જે કોઇ તારા જમણા ગાલપર તમાચો મારે તેનીગમ બીજો પણ ફેરવ અને મોહમદ પેગમબરમા એ બધી વાતોહતી કે તેવણે બહાદુરી તથા જંગને માટે લોકોને બુલાવયા પણ ખરા અને દુશમનોને નીચા પણ કીધા અને મુરતી પુજવુ મીટાવું પણ ખરૂં જેવુંકે પુનર નીયમ આ૦ ૧૭ મા છેકે જે ઉપર અદેવની પુજા કરવુ સાબેત થાઇતો તે પતથરોના મારથી મરાઇને નીરગમન આ૦ ૨૨ વા૦ ૨૦ એકલા દેવવીના બીજા દેવ

ઓટ કુરઆની ફરમાન અશાઓ હુકે આખબરોમા ચીતે-લગાડી અને ઇનસાફથી જોવુ જોઇએ ને મોહમદ બવીશયવાદી પર ઈમાન લાવવું જોઇએ કે, જેની ખબર ઈશાબી આપી ચુકોછે ને એથી શાફ ખબરે [illegible] અને ફરહાર થઈલી બાઈબલને પકડી રાખશો તો પોતાનુ નુકશાનછે કેમકે ઈનશાફને દહાડે આ પઈશો ટકા કાંઈપણ કામ લાગશે નહી પણ ખરે રસતે ચાલવુ એજ કામ લાગશે ને એ વગર બીજી જગયાઓ પરથી પણ મોહમદ શાહેબ વીશે ખબર આપેલી માલમ પડેછે અને જે ગલતીઓ લખાયો એ વગર શેકડોછે પણ કેમ કુરશતથી આટલાચ પર ટુકાણ કીધુ ને હું ઉમેદ રાખુછું કે ખ્રીસ્તીઓ ઈનસાફથી જોનારા આ ચોપડી જોઈને હક ચાલનારા થશે ને પોતાની જીત અને પઈશાની લાલચ મુકીદેશે હે પરવરદીગાર તું શીધ મારગ સરવેને બતલાવ અને દીનને મદત આપના રાને તુ મદત દે ને દીનમા ખોટી વાતો બોલનારાથી તું શમજ હે પરવરદીગાર તારા વીના કોઈ મદતનો આપનાર મલે નહી ને તારા વીના પુજાને લાએક કોઈ મલે નહી તું પાપીઓને માફ કરનારછે અને તું મેહેરબાનછે અને તું રહમ કરનારછે અને તું મારી એબોને ઢાંકનારછે આમીન * *